# કાફિયા-વ્યવસ્થા નક્કી કરવાની પદ્ધતિ

'મરીઝ'ના કેટલાંક મતલાના આધારે ગઝલમાં કાફિયા-વ્યવસ્થા સમજવાનો પ્રત્યન કરીએ.

## કાફિયા :-

સમાન ઉચ્ચારાંતવાળા શબ્દો ગઝલમાં કાફિયા તરીકે પ્રયોજવામાં આવે છે. કાફિયામાં ઉચ્ચારાંતની સમાનતા એકસરખા સ્વર અને ત્યારબાદના ક્રમ સહિતના એકસરખા અક્ષર/અક્ષરોને કારણે હોય છે.

## કાફિયામાં મુખ્ય અક્ષર :-

સમાન ઉચ્ચારાંતવાળા શબ્દોમાં જે અક્ષરના સ્વર પછીના અક્ષર/અક્ષરો ક્રમ સહિતના એકસરખા હોય એ અક્ષરને મુખ્ય અક્ષર કહીશું. બધા જ કાફિયામાં મુખ્ય અક્ષરનો સ્વર એકસરખો જ હોય છે જ્યારે વ્યંજન અલગ-અલગ હોય શકે છે. મતલાના બંને કાફિયામાં મુખ્ય અક્ષરનો વ્યંજન અલગ-અલગ હોવો જોઈએ અથવા મતલાના બંને કાફિયા પૈકી એક કાફિયાનો મુખ્ય અક્ષર જે તે સ્વર હોવો જોઈએ.

## કાફિયા-વ્યવસ્થા :-

કાફિયા-વ્યવસ્થા નક્કી કરવા માટે ઓછામાં ઓછા બે કાફિયાની જરૂર પડે છે એટલે કે એક મતલા અથવા મતલા સિવાયના બે શેરની જરૂર પડે. મતલાની જ કાફિયા-વ્યવસ્થા આખી ગઝલમાં જાળવવાની હોવાથી મતલાના આધારે જ કાફિયા-વ્યવસ્થા નક્કી કરવામાં આવે એ જ અતિઉત્તમ છે.

હવે કાફિયા-વ્યવસ્થા નક્કી કરવાની પદ્ધતિ જોઈએ.

૧

સૌપ્રથમ કાફિયાના એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો અલગ કરવા. જો કાફિયામાં એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો ન હોય તો એ કાફિયામાં ફક્ત અંત્યાક્ષરના સ્વર જ એકસરખા હશે અને એ ફક્ત સ્વરાંત કાફિયા કહેવાશે.

૨

કાફિયાના એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો પહેલાના અક્ષરનો સ્વર એકસરખો છે કે નહીં એ તપાસવું. જો એ એકસરખો હોય તો એ એકસરખા સ્વરવાળા અક્ષરો મુખ્ય અક્ષર કહેવાશે.

કાફિયા-વ્યવસ્થા = (મુખ્ય અક્ષરની સ્વર-વ્યવસ્થા) + (એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો)

૧

ગઝલમાં સૌ વિચારો મારા દર્શાવી નથી શકતો;
ઘણું સમજું છું એવું જે હું સમજાવી નથી શકતો.
રદીફ : નથી શકતો
કાફિયા : દર્શાવી – સમજાવી
કાફિયામાં એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો : વી
એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો પહેલાના એકસરખા સ્વરવાળા મુખ્યઅક્ષરો : ર્શા – જા
મુખ્ય અક્ષરની સ્વર-વ્યવસ્થા : આકાર
કાફિયા-વ્યવસ્થા : આકાર+વી
મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગા+ગા=ગાગા

૨

મેં તજી તારી તમન્ના તેનો આ અંજામ છે;
કે હવે સાચે જ લાગે છે કે તારું કામ છે.
રદીફ : છે
કાફિયા : અંજામ – કામ
કાફિયામાં એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો : મ
એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો પહેલાના એકસરખા સ્વરવાળા મુખ્યઅક્ષરો : જા – કા
મુખ્ય અક્ષરની સ્વર-વ્યવસ્થા : આકાર
કાફિયા-વ્યવસ્થા : આકાર+મ
મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગા+લ=ગાલ

૩

એ રીતથી પતનને ઉન્નત કરી જવાના;
વાદળનાં નીરમાં જઇ ડૂબી મરી જવાના.

રદીફ : જવાના
કાફિયા : કરી – મરી
કાફિયામાં એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો : રી
એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો પહેલાના એકસરખા સ્વરવાળા મુખ્યઅક્ષરો : ક – મ
મુખ્ય અક્ષરની સ્વર-વ્યવસ્થા : અકાર
કાફિયા-વ્યવસ્થા : અકાર+રી
મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું લગાત્મક સ્વરૂપ : લ+ગા=લગા

૪

જ્યાં છે એ નક્કી વાત કે કોઈ અમર નથી;
અમૃત મળે તો શું કરું એમાં અસર નથી.
રદીફ : નથી
કાફિયા : અમર – અસર
કાફિયામાં એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો : ર
એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો પહેલાના એકસરખા સ્વરવાળા મુખ્યઅક્ષરો : મ – સ
મુખ્ય અક્ષરની સ્વર-વ્યવસ્થા : અકાર
કાફિયા-વ્યવસ્થા : અકાર+ર
મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું લગાત્મક સ્વરૂપ : લ+લ=લલ્=ગા

૫

જ્યારે કલા, કલા નહીં, જીવન બની જશે;
મારું કવન જગતનું નિવેદન બની જશે.
રદીફ : બની જશે
કાફિયા : જીવન – નિવેદન
કાફિયામાં એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો : ન
એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો પહેલાના એકસરખા સ્વરવાળા મુખ્યઅક્ષરો : વ – દ
મુખ્ય અક્ષરની સ્વર-વ્યવસ્થા : અકાર
કાફિયા-વ્યવસ્થા : અકાર+ન
મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું લગાત્મક સ્વરૂપ : લ+લ=લલ્=ગા

૬

મને એવી રીતે કઝા યાદ આવી;
કોઈ એમ સમજે દવા યાદ આવી.
રદીફ : યાદ આવી
કાફિયા : કઝા – દવા
કાફિયામાં એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો : *
એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો પહેલાના એકસરખા સ્વરવાળા મુખ્યઅક્ષરો : ઝા – વા
મુખ્ય અક્ષરની સ્વર-વ્યવસ્થા : આકાર
કાફિયા-વ્યવસ્થા : આકારાંત
ફક્ત મુખ્ય અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગા
(ફક્ત સ્વરાંત કાફિયા)

૭
બસ એક વાર મોજ લૂંટી મન રહ્યું નહીં;
જીવનમાં પ્રેમ દર્દ ફરીથી સહ્યું નહીં.
રદીફ : નહીં
કાફિયા : રહ્યું – સહ્યું
કાફિયામાં એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો : હ્યું
એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો પહેલાના એકસરખા સ્વરવાળા મુખ્યઅક્ષરો : ર – સ
મુખ્ય અક્ષરની સ્વર-વ્યવસ્થા : અકાર
કાફિયા-વ્યવસ્થા : અકાર+હ્યું
મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું લગાત્મક સ્વરૂપ : લ+ગા=લગા
(મુખ્ય અક્ષર પછીનો જોડાક્ષર બધા જ કાફિયામાં એકસરખો હોવો જોઈએ, અન્યથા કાફિયાદોષ ગણાશે.)

૮
જીવન-મરણ છે એક બહુ ભાગ્યવંત છું;
તારી ઉપર મરું છું હું તેથી જીવંત છું.
રદીફ : છું
કાફિયા : ભાગ્યવંત – જીવંત
કાફિયામાં એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો : વંત
એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો પહેલાના એકસરખા સ્વરવાળા મુખ્યઅક્ષરો : ગ્ય – જી

કાફિયાના એકસરખા અંત્યાક્ષરો ‘વંત’ પહેલાના અક્ષર ‘ગ્ય’ અને ‘જી’ નો સ્વર એકસરખો ન હોવાથી એકસરખા અંત્યાક્ષરો ‘વંત’ પૈકીનો પહેલો અક્ષર ‘વં’ મુખ્ય અક્ષર કહેવાશે અને એના પછીનો અક્ષર ‘ત’ એકસરખો અંત્યાક્ષર કહેવાશે.

કાફિયામાં એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો : ત

એકસરખા અંત્યાક્ષર/અંત્યાક્ષરો પહેલાના એકસરખા સ્વરવાળા મુખ્યઅક્ષરો : વં – વં

મુખ્ય અક્ષરની સ્વર-વ્યવસ્થા : અંકાર

કાફિયા-વ્યવસ્થા : અંકાર+ત

મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું લગાત્મક સ્વરૂપ : ગા+લ=ગાલ

(અહીં ‘અંકાર’માં અનુસ્વારમાં ‘ન્’નો ઉચ્ચાર હોવાથી બધા જ કાફિયામાં અનુસ્વારમાં ‘ન્’નો ઉચ્ચાર જ હોવો જોઈએ, અન્યથા કાફિયાદોષ ગણાશે.


## ઉદય શાહ

દાદાટટ્ટૂનો મહોલ્લો (સાંઈ સ્ટ્રીટ), નવસારી-૩૯૬૪૪૫, ગુજરાત – ભારત.

(M) +919428882632


**Websites to read and download my Books and Articles about Ghazal :-**
http://www.udayshahghazal.com/
https://sites.google.com/site/udayshahghazal/
https://sites.google.com/site/udayshahghazals/
https://sites.google.com/site/udayshahxyz/

**YouTube Link to listen and download my Music-Composition :-**
https://www.youtube.com/user/udaysshah10/videos